# ગુજરાતી ગાયનમાળા.

સંસાર સાગર— (ગઝલ)

રસીલાં હૃદયના કોઈએ કરો ના ભરોંસા,
જે બળતા અંગાર સમાં એ બાળી જશે.—
પુષ્પો સુંવાળાં માની પ્રીતે સાચવશો તો યે;
કારમા ડંખ તમને મારી જશે..................
ભોળાં પ્રવાસી મનોરથ ઘેલાં;
જગતના પંથ બાપુ ! કાંટા ભરેલા,
ફૂલોનાં બીછાનાં માની ભરમે ના ભૂલતાં.
પાસે જશો તો ઝેરી નાગો હશે.—

સંસાર સાગર— (ગઝલ)

જીવ બાળીને જીવાશે કયાં સુધી ?
આગ દિલડાંની છૂપાશે કયાં સુધી ?—
જીગરને પૂછી જુવો તો એ કહે,
કે જુવાની વ્યર્થ જાશે કયાં સુધી ?—
કામનો અગ્નિ બુઝાવા આંખથી
આંસુઓ ઢાળી શકાશે કયાં સુધી ?—
છે પીયૂષ પાસે છતાં સંકોચમાં,
સાવ તરસ્યાં રહી શકાશે કયાં સુધી ?—

શુકદેવજી—

( શુકદેવજી અને ગંગામૈયાનો સંવાદ. )

—મ્હારે જન્મ નથી લેવો.
ઓ જમના મૈયા, મારે જનમ નથી લેવો.
હું તો જનમ જોગી એવો.
ઓ જમના મૈયા, મારે જનમ નથી લેવો.
—આતે તમારો જોગ કેવો ?
જનમ જોગી, આતે તમારો જોગ કેવો ?
—અભય કવચ, તને આપું હો વ્હાલારે.
ના હોય ટાઢ કે પરસેવો— જનમ જોગી.
—પ્હેરવાની બાધા મ્હારે, ઓઢવાની બાધારે;
અમે ધર્યો છે જોગ એવો— ઓ જમના.
—અક્ષય પાત્ર હું, આપું છું વ્હાલારે,
જમો મીઠાઇ ને મેવો— જનમ જોગી.
—ખાવાની બાધા મ્હારે, પીવાની બાધારે;
મેં તો કર્યો છે નીમ એવો— ઓ ગંગામૈયા.
—વેદ ચારેનું જ્ઞાન, પામ્યો તું વ્હાલારે;
શ્રુતિ સ્મૃતિનો સાર લેવો— જનમ જોગી.
—શ્રુતિ ને સ્મૃતિ મ્હારે નામ હરિનુંરે,
હું તો જનમ જોગી એવો— સરસ્વતિ મૈયા.

સ્નેહ-સુધા— સ્નેહનાં (મઘમઘતાં ફુલ)
લ્યો મીઠાંને મઘમઘતાં ફુલ.
કહો મૂલ.
મુલ એનાં અણમુલ,
મારૂં જીવણ ધન ડુલ.....................લ્યો.
પરીમલ પ્રીતમ પ્યારનો શાચી જીવણ લ્હાણુ
પ્રેમકાજ કુરબાન છે; તનધન જીવણ પ્રાણ
સુખ સૃષ્ટીમાં અતુલ પ્રેમ માંહી વસુલ

કુદરતનો ન્યાય— (કોમીક)

(ભાભી અને દીયરજીનો સંવાદ)

મન મારૂં મુઝાયે રે દીયરજી કેમ કરવું ?
દિલ મારૂં ગભરાયે રે દીયરજી કેમ કરવું ?
પતિ તમારો આવે ત્યારે ઘરમાં જઇ રીસાજોરે,
ચુંબન માગે વ્હાલી કહીને તોયે નવ મનાશોરે,
ભાભીજી એમ કરવું.

ક્યારે જાયે ને કયાં જાયે એ કાંઇ નવ જાણું રે,
પૂછવા જાઉં હું જો કાંઇ ડોળા એના ભાળું રે,
દીયરજી કેમ કરવું.

તાળું મારી બારણું બેસો ઘડી એક થાજો ખોટી રે,
ચંડીકાનું રૂપ ધરીને ચમકાવો પછી સોટી રે,
ભાભીજી એમ કરવું.

વસંત વીણા— નવી વહુ. (મનડાના કોડ)

મને સાડીઓ અપાવો સારી, હું તો મુંબઈ આવું....
મને પોલકાં અપાવો ભારી, હું તો મુંબઈ આવું....
ચાલુ ચટકાથી—મ્હાલું મટકાથી
તમે મને મુંબઈની વ્હાલમા માયા લગાડી....
માયા લગાડી મને માયા લગાડી—મારા મનડાના મોર
તમે માયા લગાડી
સાખી—જઈએ આપણ સાથમાં એ તો જાણે ઠીક....
પણ પાછા રીસાવ તો જીવતર થાશે ધીક....મને.

અખંડનું પડીકું—

આપ પાપડવાડીમાં પધારજો લ્હેરીલાલ,
મંદીરની સામે મકાન છે, નીચે દેશી દારૂની દુકાન છે.
રંગરંગીલા ચાલ મારી પડોસમાં તુલસી ક્યારાનું નિશાન છે ?
જીજામાં ! તુલસીના ઝાડનું. નિશાન છે—લ્હેરીલાલ.
અખંડ અને અભંગ આજ સાંજ પહેલા પધારજો,
હડતાળવાળાનું તોફાનછે, જ્યાં હડતાળવાળાનું તોફાન છે—લ્હે૦
જોખમ ભરેલું કામ પુરી પંચાત છે, ધાસ્તી છે ! આફતમાં
જાન છે, મારા બાપ ધાસ્તી છે—લ્હેરીલાલ.

શુકદેવજી—

સુખ દુઃખ મનનાં કારણ સજની,
મન પર સૌ આધાર;

જેનું મન જેથી માન્યું, તેમાં સુખ તેને સાર....સુખ.
યોગી છે યોગે રાજી, (૨)
ભોગી ઉપભોગે રાજી, (૨)
રાજી વનવાસી વન મોઝાર
સજની રાજી વનવાસી વન મોઝાર.... સજની.
ડહેલે ઘરબારી રાજી, (૨)
મ્હેલે દરબારી રાજી, (૨)
રાજી જેનો જેવો અધીકાર;
સજની રાજી જેનો જેવો અધીકાર;.... સજની.

માલવ પતિ—રાગ ગઝલ કવાલી.

એક સરખા દિવસ સુખના કોઇના જાતા નથી;
એથીશું શાણા સાહ્યબીથી લેશ ફુલાતા નથી:—
ભાગ્ય રૂઠે કે રીઝે એની તમા તેને નથી;
એજ શુરા જે મુશીબત જોઈ મુંઝાતા નથી:—
ખીલે તે કરમાય છે, સરજાય તે લોપાય;
જે ચડે તે તે પડે એ નીયમ પલટાતા નથી:—

સત્ય પ્રકાશ— (સ્ત્રી કર્તવ્ય)
શિયળ, સદ્ધર્મનું પાલન, સદા શાન્તિ પતિ: સેવા
સહન શીલતા વિના સ્ત્રીના હૃદય ભંડાર સૂના છે—
સ્ત્રીયોચિત સદ્‌ગુણોં વીણ સહુ જાણ્યાં પણ ન ગણ્યાં ગણવાં
વૃથા એ ભાર ભણતરના, જીવત સંસ્કાર સૂના છે—

ખરી શોભા ન વસ્ત્રોથી ન સુંદરતા ન ભૂષણ છે
ખરા શણગાર સદ્દગુણના વિના શણગાર સૂના છે—
મળે કે ના મળે પ્રીતિ, ટળે કે ના ટળે દુઃખડાં
છતાં સ્ત્રી ધર્મ તજવાથી અરે અવતાર સૂના છે—

શુકદેવજી—
સુખીયા જન મનથી,
સુખીયો સંસાર છેજી;
દુઃખીયાને દુઃખ પરમાણે,
દુઃખીયો વ્હેવાર છેજી;
રોગીનું દુઃખ નિરોગી,
સુખનું નવ જાણે ભોગી;
અનુભવથી જાણે, કેવો સંસારે સાર છેજી.—સુખીયા.

માલવ પતિ—(રસના સાગર) ગઝલ-કવાલી.
સ્નેહ વિના સંસાર સુનો છે સ્નેહ વિના સંસાર,
સુના જેમ સુવાસ વિણ ફુલહાર..................સુનો છે.
ચંદ્ર ઉજાસે, પ્રિયતમ સાથે, રમ્યાં નહીં રસભાર રતિનાથે,
તે જોડાંના જીવતર માથે ભવનો મિથ્યા ભાર,
ઝુલ્યા વીણ પ્રિયતમના કરમા ડુબ્યા વિણ રસના સાગરમા;
ઉઘડયા વિણ અંતરની કળીઓ કયાં સુરભી મળનાર.

સત્ય પ્રકાશ—
આજ હું તો પરણ્યા પિયુથી રીસાઉં
મને મોહનજી આવી મનાવશે

પાછળથી આવી એ પકડે પાલવડો;
હું કહીશ મોહનજી મુકોકો કેડલો;
બોલ મારી મીઠડી! બોલને રસીકડી! એવું કહીને બોલાવશે
વ્હાલમનાં નેન મારા ચિતડાંના ચોર મારા મીઠા કલાયમ મોર
કહેશે જો કંઠ મને વગડાનું ઢોર
તોય હું કહીશ કાળજાંની કોર ક્યારે આવશે.

માલવ પતિ— (ગાયન)

સાંભળ બ્હેની, છાની કહું એક વાત કહેતાં શીદ મુઝાતી!
અરધી ઉંઘે આજની વીતી રાત જોને આંખડી રાતી!
ચાંદલીયો જોઇ ચેટક જાગ્યું, વાયુની લ્હેરમાં કંઈ નવું લાગ્યું;
ફુલ સૈયા જાણે ડંખવા લાગી,ઉરજાગ્યો ઉત્પાત,જોને ધડકે છાતી
ઘેન ભરી આંખે કુંજમાં ગઈ ત્યાં કોઇક મળ્યું એકાએક;
પાસે બોલાવી, હૈયે દબાવી, કૈં કૈં કીધું મન હરી લીધું,
આંખ ઉઘડીને જોઉં પછી ત્યાં જોયું થયું પ્રભાત
વાતો એ ન ભુલાતી.

શુકદેવજી—

ક્ષમા એજ ભુષણ શુરવીરનું,
ક્ષમા ભુષણ છે શાણાનું;
દયા એજ ડહાપણનું ઘર છે,
હિંસા એજ દિવાનાનું.... .... —જુઓ.
વિદ્વાનોનું ભુષણ વાણી,
સાધુ લે સાધુતા જાણી;

ક્રોધ કર્મ છે બહુ નઠારૂ
હોય રંક કે રાણાનું.... .... ....જુઓ,

સત્ય પ્રકાશ— (નયનના કાતીલ માર)

કહોજી કંઠ કામણગારા આ શાં કામણ કર્યાં ?
કામણ કર્યાં, મનડાં મારાં હર્યાં—કહોજી૦
કુમળાં કુમારાં દીલડાં છળથી એ છે અજાણ્યાં;
ઘાવ કર્યો વીણ કેવાં ઘાયલ કર્યાં—કહોજી૦
કુમળાં તમારાં કાળજાં કાતીલ નયનના માર છે.
દીલબર તમારી આંખડી બેધારની તલ્વાર છે.
નારી નયનનો પુરૂષ પર જુદોજ કો અધિકાર છે.
ખીજે તો જીવન ઝેર ને રીઝે તો બેડા પાર છે.
ભાન ભૂલાવી આ શાં જાદુ ભર્યાં—કહોજી૦

માલવ પતિ—રાગ-ગઝલ-કવ્વાલી

સરવર પાસે પણ પ્યાસે નથી;
તૃપ્તિ રસ તરસ્યાંને ન કદી થાતી જાતી;
વીણ દુઃખ અમે દુઃખીઆરાં, છે પાસ છતાં-પણ ન્યારાં,
બહુ સુખથી એ દુઃખીઆરાં, શિર જોર છતાંય બીચારાં,
આંખલડી થાતી રાહ જોઈ રાતી,
એ વાંક વિરહનો ભાર ન સ્હેવાતી—
અધીરતા આ અરે શાને ! નિરંતર એક અંતર છે;
ઘણાં ચુમનો મધુકરને, સુમનમે એક મધુકર છે,

સાગરની પ્યાસ ન પ્યાલે બુઝાતી;
રસનાં તો ચટકાંમાંજ મજા માતીઃ—

શુકદેવજી—

ભગા તારૂં ભાગ્ય ખુલ્યું;
તારૂં ભાગ્ય ખુલ્યું હવે ભલો જડયો છે ઉપાય.—ભગા.
આંખોની વચ્ચે નાક નડે તેથી,
પરભુ ન દેખાય....
આ નાક વચ્ચેથી જાય.
પછી ભગવાનનાં દર્શન થાય;
મારા જેવા હોને કરૂં તો પુછયાની ખો ભુલી જાય.—ભગા.

સત્ય પ્રકાશ— (શરમનો ઢગલો)

લટકેથી ચાલ જરા ચટકેથી ચાલ;
ગામડાની ગોરી રસીલી રીસાળ!
મદમાતી ચાલ મારા મનડાની માળ!
કમર લચકાય જરા એટલું સંભાળ.
મંદગતિ હંસગતિ ગજગમની ચાલ;
લટકારા લાલ બન્યું આ તે શું વ્હાલ—
આ વીલાયતની બુટની એડી જાણે પગમાં નાખી બેડી
ગભરાશો ના માઇ લેડી પડશો તો લઈશું તેડી
કયાં સુધી તું રહીશ હવે આવી શરમાળ—

માયાના રંગ— ( કોમીક )

પ્રેમ તણી પોથી મહીં થયો રજીસ્ટર પ્યાર,
નરમ ગરમ બનતા રહો, સુખી રહો સંસાર.
વહેમ જતાં સુધર્યો સંસાર,હનીમુન કરીએ જઈ ગીરનાર,
બે ઘોડા બે ગાડી તૈયાર, એકંદર નંબર છે ચાર.
પ્રેમ તમારો રહે તાલ, રક્ષા કરજો ખેતર પાળ,
ડ્રાઇવર મજાનો જોઈ મેલ આ દિવાની થઇ.
તો નાનકડા ગાર્ડને આ એક્સપ્રેસ મોહી,
મેદાન થયું સાફ આ ચારે બલાઓ ગઈ,
આભાર ખાના સાથ અમે રહીશું સુખે અહીં.

શુકદેવજી—

મોરલા મઢાવું, ચાંચ ત્હારી સોનાથી;
કેંક ટૌકા કરીને, જોગીરાજને જગાડ,
જોગીરાજને જગાડ, વીરા માનું તારો પાડ....મોરલા.
વર્ષાના વિલાસી, તપોવન વાસી,
કલાધર કલા તું તારી દેખાડ (૨)... ...મોરલા.

સત્ય પ્રકાશ— ( કાળજાંની કોર )

કહેને અલી કાળજાંની કોર ક્યાં ભીંજાઇજો !
વ્હાલમના વચનોનાં તીરથી વીંધાઇજો !
રસીલી શું તું રસીયાથી રમતાં રીસાઇજો—
માળા ગુંથી મલકાતી હું દેવ રીઝવવા જાતી,

ત્યાં તારે તારની આંટી, પડતાં તુટી વચમાંથી
ચાળા એ છોડ એમે જાણી ચતુરાઇનો;
મોહનને માનમાં મનાવતાં મુંઝાઇનો—કાળજાં૦

માયાના રંગ— (રીસામણાં મનામણાં)

રીસામણાં મનામણાંના કેટલા છે ભાગ,
મને નાના નાવલીયા સમજાવ.
નાનકડી નાર તું છે પુરી પહોંચેલ,
મને નાનોં જાણી ન બનાવ.
નાનીશી નાર હું તો કશું એ ન સમજું,
મને શીખવા જેવું કૈં શીખાવ.
હાથ કોમળ મુજ કંઠે લગાવ,
મને હૈયાને હીંચકે હીંચાવ.
નહીં એવું બોલીને શરમાવ,
હું છું એકલડી કૈંક તો લજાવ.
તું છે એકલડીને હું છું એકલડો,
બન્નેની બેલડી બનાવ.

શુકદેવજી—

સુત સપુત પાછા વળો, સુણો હીતનીરે વાત.
શાને ઘેલા થઈ ઘર તજો? તજો માતને તાત—સુત.
—પુજ્ય પિતાજી પાછા વળો, જાણી હીતની મેં વાત,
કોણ પીતા કોણ પુત્ર છે, કોણ માતને તાત—પુજ્ય.

—માતા તમારી રૂદન કરે, નાખી નાખી નીશ્વાસ,
ઘો કૈં આશ્વાસન તેહને, કરો શાને નિરાશ.
—લક્ષ ચોરાશીમાં હું ફર્યો, બન્યો સઘળે નિરાશ.
અવતાર ધરીયા અનેક મેં, પુરૂં કોની હું આશ—પુજ્ય.

સત્ય પ્રકાશ—

ફુલડાં ધીમે વીણજો વ્હેન! અમારી પુલવાડી સોહાય,
એની કોમળ કોમળ કળીઓ કુણાં કાળજડાં કોરાય;
સુવાસે હૃદય સુવાસિત થાય, વિકાસે કૈંક ભ્રમર લલચાય,
વિલાસે વ્યર્થ સુધામય સુરભિ એની મોંઘેરી સરી જાય—
માળ ગુંથી આ અમોલી કોને કંઠ ધરાય!
મધુરી એની પરાગ વહી વહી જાય,
પૂજ્ય વીણ કોનાં પૂજન થાય!
મનની મનમાં સર્વ સમાય—

માયાના રંગ— (સ્નેહ વિનાનો સંસાર)

જળ સુકયા પછી સરવર શાનાં, સ્નેહ જતાં સંસાર નકામા
શુદ્ધ સ્નેહની આ દુનિયામાં કદર કરે શું મનુષ્ય દિવાના—જળ
અમર સ્નેહના માર્ગ મધુરા, સમજી શકે નહી સ્નેહી અધુરા
કષ્ટ સહે જે સ્નેહી પુરા, તેજ વસે એ સ્વર્ગ સદનમાં
દાવાનળ દીલડે ઉઠયા, રગ રગ લાગી લાય,
તન સળગ્યાં, મન ના બળ્યાં શો કરવો ઉપાય.

શુકદેવજી—

નથી આ બોલ જરા ખોટો,
ઓ બાલ મુની, નથી આ બોલ જરા ખોટો;
વૈકુંઠ માંહી વિષ્ણુ ને લક્ષ્મી,
બ્રહ્મા સાવિત્રીનો જોટો;
માયા મહેશ્વર જુદાં નથી,
છે મહિમા માયાનો મોટો.... .... ....ઓ બાલ.
—ભલા ભલાએ ભુલ ખાધી સંસારમાં,
ચાખ્યો માયાનો સોટો;
શાને તમે બ્રહ્મચારી રહ્યા ?
આ તો પકડયો અમારો ટોટો.... .... ....ઓ બાલ.

સત્ય પ્રકાશ—

ધન્ય જીવન તે નારનારીનાં જગ આખું ઉચ્ચરે
સુજન જે સત્ય પંથ સંચરે
લક્ષ્મીવાન તે સાચા, દાનથી લક્ષ્મી અમર જે કરે
એજ સાચી વિદ્યા જે જનનાં ચરિત્ર ઉજવળ કરે
અવિદ્યા એ પળભરમાં હરે—
ધર્મ ધુરંધર તેજ ખરા જે સ્વધર્મ રક્ષા કરે
અસત્યના અંધાર હરી જે સત્ય પ્રકાશિત કરે
સહજમાં આ ભવસિંધુ તરે—ધન્ય.

માયાના રંગ—          (જોબન મસ્તી)
જ્યારે જોબનની મસ્તીમાં આવે બાલા,
ત્યારે નણુદલના વીર લાગે વ્હાલા વ્હાલા.
ચેન નયને ભરાય, ચીત્ત ચંચળ જણાય,
જપે રસીયાના નામતણી રમણી માલા.
નિર્બળ મનની વ્યર્થ બીમારી એ વાતો નથી સારી કુમારી,
નિર્બળ મનને કરે વિકારી છોડો કુમારી વિચારો એ કાલા.
મદનશરના પ્રહાર, અંગે થાશે અપાર;
ભાવ હૈયામાં જાગશે કે છાના છાના.

શુકદેવજી—

(વારાંગનાઓ શુકદેવનું તપ છોડાવા જાય છે)

સાંવરીયાને જોગ લીયો, અબ કીસ બીધ પાસમેં જાઉં—સાં૦
ગોરસ મટકીમે મહી જમાવું, ગ્વાલન બનકે મેં જાઉં—સાં૦
પુલનકી ફુલ છાબ બનાઉં, માલન બનકે મેં જાઉં—સાં૦
ગોરે ગોરે અંગપે ભભુત લગાવું, જોગન બનકે મેં જાઉં—સાં૦

કોકિલા—          (રાગ—કવાલી.)

જીંદગાની ફના થવાની છે
શીદ બાંધે આ પાપ ભારી છે—જીંદગાની૦
જન્મ જગમાં કરીને કાર્ય સારાં
ભલી ભુંડી યાદ રહેવાની છે—જીંદગાની૦
કંઇક નીર્દોષની કીધી કતલ તેં
દેવ દરબારે એ લખવાની છે—જીંદગાની૦

દુભવો ના ગરીબ દીલ કોનું
દીનની હાય બાળનારી છે—જીંદગાની૦
માયાના રંગ— કોમીક (પ્રેમનાં તોફાન)
ઘેલી ઘેલી ફરૂં છું એના ધ્યાનમાં,
મારો સ્નેહી મરે છે તોયે માનમાં
હરસાગરના મોંઘેરા મોતી,
નહીં સમજુ છું ભાન કે બેભાનમાં....મારો.
હું તો જાણું એ હૈયાના હાર છે,
મારા પ્યારની ન એને દરકાર છે.
માર્ગ ભૂલી હું પ્રેમના તોફાનમાં....મારો.
શુકદેવજી—
(શુકદેવજી સંસાર તજે છે તેની માતા કહે છે.)
ના ના ન્હાનડીયા જાયા (૨)
નહી જાવા દઉં લાડકવાયા ! ના ના.
હજી તું છે નાનો બાળ,
તારે નથી તપનો આ કાળ,
નહીં જાવા દઉં લાડકવાયા ના ના.
બાર વર્ષ મેં ઉદરે રાખી,
વૃથા વહ્યા શું ભાર ?
નહીં જાવા દઉં નયન સલુણા (૨)
આતમ તણા આધારરે— ના ના.

કોકિલા—　　　(કોમીક—મોટરની સહેલ)

ઘરડા વરની ઘરધણીઆણી સાવ નકામી રાજ,
　　પરણી નામની હો રાજ
એળે જાય તમારૂં જોબન ભોળી ભામની હો રાજ,
　　માનુની મુકોને લાજ
કેતકીની એક સાડી લઇ દઉ, ઝરી બુટ્ટાની ચોળી,
દુધલડાં પાઉં હું કઢીને સાકર કેસર ઘોળી,
(બાગ બગીચા મહેલ બંગલા મોટર સહેલ કરાવું)
(ઘરડા વરનું ઘરબાળીને ચાલો સાથે આવું)
રમશું રંગ ભરેલી રમતો સારી જામની હો રાજ
અજબ આરામની હો આજ—ઘરડા૦

વેર વસુલ—

સખી શાને અધીરી બની આવી?
રીઝવશે રસથી પ્રીતમજી પ્રીતમજી પ્રીતે બાહુ તાણી.
પણી ધીરી અધીરી પડને શાણી.　　　　રીઝવશે.
સખીયો બની બહુ એક સુજને આમ નહિ મુંઝાવશો.
અણુજાણી પ્રીતમ પ્રેમથી, છેડો નહિ ચીડાવશો.
જાણી અજાણી મુખથી કહી ના અમથી કૈં ફૂલાવી જશો.
ચાળા તજી સાચું કહો મનમાં છુપાઇ શું હશો.
　　　　　　સખી શાને.

# સમાપ્ત.

# વાંચવા લાયક પ્રખ્યાત થયેલી વાર્તાઓ

| નામ. | કી. રૂ. આ. પા. |
|---|---|
| ગજરામારૂની વાર્તા (અણુમાનીતીનો પુત્ર) ... | ૦-૮-૦ |
| સદેવંત સાવળીંગા (આઠ ભવની વાર્તા) ... | ૦-૮-૦ |
| સુંદર કામદાર (ચમત્કારીક ઘટના) .... ... | ૦-૮-૦ |
| બરાસ કસ્તુરી (ભેદી બનાવથી ભરપુર) ... | ૦-૮-૦ |
| સ્ત્રી ચરીત્રની વાર્તા (સ્ત્રીઓની કપટલીલા) ... | ૦-૮-૦ |
| બોલતો પલંગ (અદભુત વાર્તા) ... ... | ૦-૮-૦ |
| આલમમુસાફરી (સાત પ્રશ્નોની વાર્તા) ... ... | ૦-૧૨-૦ |
| છેલ જસાર (ઇતિહાસીક વાર્તા) ... ... | ૦-૬-૦ |
| હોથલ પદમણી (ઇતિહાસીક વાર્તા) ... | ૦-૮-૦ |
| બીરબલ બાદશાહ મોટી (હાજર જવાબી વાર્તા) | ૦-૧૨-૦ |
| રાજા ભરથરી (સચીત્ર વાર્તા) ... ... | ૦-૮-૦ |
| માહીની [illegible] મરીયમ અથવા ડાકુની દીકરી | ૦-૧૨-૦ |
| હનુમાનની મુર્તી અથવા ચક્કરદાર ખુન ... | ૦-૧૨-૦ |
| ચોકટનો એક્કો યાને ૧૩ પાનાની [illegible] ... | ૦-૮-૦ |
| લાલનો એક્કો યાને ચિર લુટારૂ ... ... | [illegible] |
| ડાકતર કે [illegible] યાને ઝેરી ખુન ... ... | [illegible] |
| સરોવરની સુંદરી ભાગ ૧ લો અને ૨ જો ... | [illegible] |


મળવાનું ઠેકાણું

કાગદી મહમુદ એન્ડ મહમદભાઈ.

બુકસેલર એન્ડ પબ્લીશર.

અલાયાની વાડી સામું,—સુરત.